# રમઝાન-અલ-મુબારક



## શોહરો રમઝાનલ લઝી ઉન ઝે લા ફીહીલ કુરઆન



રમજાન શરીફના મહિના તે મુબારક મહીનો છે કે જે માસની અંદર રહેમકર્તા પાક ખુદાએ માણસ જાતના સર્વ પ્રકારના લાભ અને સુખ માટે પોતાના રહેમ અને કરમથી કુરઆન શરીફને નાઝેલ કર્યું છે.

આ રમજાન શરીફનો મહીનો રોજા (અપવાસ) રાખવાનો મહિનો છે. જે ઘણીજ રહેમત અને બરકતોથી ભરપુર મહીનો છે. તે હવે આવી પહોંચ્યો છે. પરંતુ અફસોસની સાથ જણાવવું પડે છે કે, મારા ઘણા ખરા ઇસ્લામી બંધુઓ ચાલુ જમાનામા મોટે ભાગે પોતાના મઝહબી કામો થી એટલા બધા અજાણ અને અભણ છે, કે પોતાની મઝહબી ફરજો અદા કરવાનું પણ ભુલી ગયા છે. જેવી રીતે સંસારીક કામોમા બીજી કોમો કરતાં પછાત છે તેવીજ રીતે પોતાની ખરી ફરજો અદા કરવામાં પણ પછાત છે અને દીન પર દીન એ ફરજો અદા કરવામાં સુસ્ત થતા જાય છે. એટલુંજ નહિ પણ ઘણા ખરા ફેશનની જાળમાં ફસાએલા તો મઝહબી તાલીમથી અભણ હોવાવા કારણે એ ફરજો અદા કરવામાં એક જાતનો બોજો અને એબ માને છે.

રમજાન શરીફ જેવા મુબારક મહીનામાં કરાચી વીગેરે ઘણા ખરા મોટા શહેરોમાં મોટે ભાગે તો જાહેર રીતે એ મહીનાની બેહુરમતી મુસલમાનોનાજ હાથે થતી હોય એમ જોવામાં આવે છે એટલે હોટલો અને

ભટયારખાનાઓ । રમજાન શરીફના દીવસોમાં દીવસનો પણ મોટો ભાગ મુસલમાનોથી ભરપુર રહે છે, એટલુંજ નહિ પણ ઘણા ભરા તો જાહેર રસ્તાઓ પર ખુલ્લી રીતે પાન, બીડી, સીગારેટ વિગેરે ખાતા પીતાફરતા જોવામાં આવે છે જે એક મુસલમાનને ન છાજે એવું કામ છે અને એવી રીતે કરનાર મુસલમાન ખુદા પાકનો શરીઅત મુજબ મોટો ગુન્હેગાર થાય છે. વળી કેટલાક ફેશનએબલ મુસલમાનો તો એ ફરજને [illegible] નકામુ કામ હોય એમ સમજે છે વળી તેમાં પણ કેઈ એક તો પોતાને પોતાની મઝહબી ફરજ છે એમ સમજે છે છતાં પણ તેને અદા કરવામાં કોશીશ કરતા નથી. એટલે રોજા રાખતા નથી. જેથી તેઓ એકલાજ ગુન્હેગાર બને છે એટલુજ નહિ પણ તેમના આ ખરાબ કામની અસર દોસ્ત બીરાદરો અને સગા સબંધીઓને પણ થાય છે

રમજાન શરીફના આખા મહીનાના રોજા રાખવા દરેક મુસલમાન તંદુરસ્ત ઓરત અને મરદને માટે ફરજ છે. એટલે કોઈપણ જાતની દલીલો કે બહાના કર્યા સિવાય દરેક ઇસ્લામીને આ ફરજ અદા કરવી જોઇએ, એટલે રોજા રાખવા જોઇએ. રોજા ન રાખવા એ કબીરા ગુન્હા છે અને તેનો ઇન્કાર કરવો એટલે રોજા રાખવા એ ફરજ નથી એમ માનવું અગર બોલવું એ કુફ્ર છે ખુદા પાક દરેક ઇસ્લામીને એ ફરજ અદા કરવાની હિદાયત આપે.

મઝહબી બાબતને એક કોર મુકી આપણી જીંદગીની તરફ વિચાર કરીશુ તો જણાઈ આવશે કે રોજા રખવામાં તંદુરસ્તી માટે એક વગર પઇસાનો અને ઘણોજ ફાયદારૂપી કુદરતી ઇલાજ (દવા) છે એમ સાબેત થાય છે. કારણ કે એક વરસમાં એક મહીનાના નિયમીત રોજા રાખવાથી પાચન શક્તિમાં ફેરફાર (બદહજમી) થવાને કારણે શરીર માં જે બિગાડ અને ખરાબ લોહી પેદા થાય છે તે આ એક માસના રોજા

રાખવાથી બીલકુલ નાશ પામે છે. જેથી માણુસ જાતની શારીરીક તંદુરસ્તી માં આ મઝહબી ફરજ અદા કરવાથી કુદરતી રીતે ઘણોજ સુધારો થાય છે.

વળી મુસાફરી વીગેરે ઘણા ખરા સંસારીક પ્રસંગોને અનુસરી મોટે ભાગે માણુસોને ભુખ, તરસ ખમવાનો વખત આવે છે જે વખતે રોજો રાખનારને એ ખમવાની ટેવ પડી જવાથી એવા વખતે તેને જરા પણ દુખ થતું નથી અને તેનામાં કુદરતી રીતે દુખો સહન કરવાનો મોટો ગુણ પેદા થાય છે. તેમજ ઘણા ખરા ધનવાન માણસો કે જેઓ પોતાની દોલત ની ખુમારીમા મસ્ત છે અને જેમને દરરોજ સારો સારો ખોરાક ખાવાની ટેવ હોય છે અને હમેશા એવા પ્રકારનો ઉંચો ખોરાક ખાવાથી શરીરમાં જે બીગાડ થાય છે તેનો પણ સુધારો થાય છે વળી એવા શેઠીઆઓને નિરાધાર અને ગરીબ ભુખે મરતા માણસોની જરા પણ કદર હોતી નથી તેમને એ ફરજ અદા કરવાથી તેના દુખી માણસોની સારી રીતે કદરબુજ થાય છે. અને તેઓ તેમના દુખોમા ભાગ લઇ સવાબેદારેન હાસલ કરવાને નસીબવાન બને છે

રોજાનો મતલબ સવારથી સાંજ સુધી ભુખ્યા તરસ્યા રહેવાનું છે એટલુ નથી પણ રોજાનો ખરો અર્થ દરેક પ્રકારના ગુન્હાના કામોથી પોતાને રોકી રાખી એટલે શરીરના દરેક ભાગને પોતાની નઠારી મનોકામનાઓથી દુર રાખવાનો છે. જેથી દીની અને દુન્યવી દરેક પ્રકારના લાભો થાય છે.

રોજા રાખનારે નીચેની બાબતો ઉપર ધ્યાન દેવાની ખાસ જરૂર છે:-

(૧) રોજો રાખનારે રોજાની નીયત કરવી જરૂરની છે. (નીયત એટલે પોતાના મનનો ઇરાદો) અગર રોજો રાખવાનો ઇરાદો પણ કર્યો હોય અને નીયત મોઢેથી કરી ન હોય તો રોજો થશે નહિ રોજાની નીયત (સેહરી) (અસુર ખાધા પછી કરવી જોઇએ પણ જો કદાચ કોઇ ભુલી જાય તો દીવસ

ના અગીયાર વાગતા સુધી પણ રોઝાની નઇયત કરી શકાય છે. રોઝાની નઇયત એવી રીતે કરે કે ( નવ્વયતો બેસવમે ગદીન મીન શેહરે રમઝાન ) અથવા તો એમ કહે કે "રોઝો રાખું છું" માટે રમઝાન શરીફનો આજનો" તો પણ ચાલશે પરંતુ અરબીમાં કહેવું વધારે સારૂં છે.

(૨) વગર કારણે રોઝો ન રાખવો એ મોટો ગુન્હો છે, જે કારણો શરીઅતમાં જણાવેલા છે કે જે વખતે રોઝો ન રાખવાનું ફરમાન છે જેવા કે બિમારી, સફર, હેઝ, નિફાસ વીગેરે પણ એ કારણ મટી ગએ તરતજ રમઝાન માસ બાકી હોય તો બકીના રોઝા રમઝાન શરીફના પુરા કરી પછી બીજા રમઝાન સુધીમાં લાગલાગ રહી ગએલા રોઝાઓના બદલામાં કઝા રોઝા રાખવાજ જોઇએ. વળી રોઝા રાખવા પડશે એવા વિચારથી જાણી બુઝીને મુસાફરી કરવા અથવા દવા વિગેરેના ખોટો બહાનો કરવો એ પણ ગુન્હાનું કામ છે

(૩) રોઝો રાખીને બીજાઓને જણાવવું ન જોઇએ, તેમ મને ભુખ તરસની પીડા થાયછે અથવા પાન બીડી ચાહ નહી પીવાથી તકલીફ થાય છે એવી રીતે બોલવું અગર સમજવું એ પણ ગુન્હો છે. બનતા સુધી રોઝામાં નમાજ વિગેરે ખુદાની બંદગી કરવી જોઇએ.

(૪) જે ઓરતો હમેલવાળી હોય એટલે હમલની હાલતમાં તકલીફ હોય અગર હમલ પડી જવાનો ડર હોય અથવા તો બાળક પેદા થવા પછી નિફાસ અને હેઝની હાલત હોય તો તે વખતોમાં ઓરતોને તેટલા દિવસ સુધી રોઝા ન રાખવા શરીઅતમાં છુટ છે પણ એ કારણો મટી ગએ જેટલા દિવસના રોઝા રાખ્યા હોય તેટલા દિવસના કઝા રોઝા રાખવા જરૂરી છે ન રાખવાથી ગુન્હેગાર થાય છે.

૧૧૪૧૨



(૫) કાંન અગર નાકમાં દવા નાખવાથી અગર કોગળો કરતી વખતે પાણી હલકમાં પી જવાથી અથવા સેહરી (અસુર) ખાધા પછી સવારથી સાંજની વચમાં એટલે સુરજ ઉગે ત્યારથી ગુરૂબ (ડુબી) થઇ જાય ત્યાં સુધીમાં રોઝો ખોલવાની પહેલાં ભુલથી ઉપરની બાબતો બને તો રોઝો ટુટી જાય છે પણ તે રોઝાનો કઝા રોઝો રાખવો જરૂરી છે કફફારો આપવાની જરૂર નથી પણ જો જાણીબુજીને ખાઇ પી લેવાથી અથવા સોબત કરવાથી રોઝો ટુટી જાય છે અને એવા વખતે કઝા અને કફફારો બંને અદા કરવા પડે છે કઝાનો અર્થ રોઝાને બદલે રોઝો રાખવો અને કફફારો નો મતલબ એક રોઝાના બદલામાં ૬૦ રોઝા લાગ લાગટ રાખવા અગર ૬૦ ગરીબોને પેટ ભરીને ખાવાનું ખવડાવવું જોઇએ.

(૬) રોઝાની અને રોઝો રાખનારની મશ્કરી કરવી એ એક જાતનો કુફ્ર છે.

(૭) ભુલીને કોઈ ચીજ ખાઇ પી લેવાથી અથવા અજાણપણે માખી મચ્છર વિગેરે ગલામાં જવાથી રોઝો ટુટતો નથી.

(૮) રોઝો ઇફતાર કરતી (ખોલતી વખતે આ દોઆ પઢવી જોઇએ. (અલ્લાહુમ્મા લકા સુમતો વબેકા આમનતો વ અલા રીઝકો ક અફતર-તો) એ પઢીને પછી રોઝો ખોલવો જોઇએ.

(૯) તરાવી-રમજાન શરીફના મહીનામાં ઇશાની નમાજ પછી તરાવીની નમાજ પઢવી સુન્નતે મોઅકકે દાહ છે.

(૧૦) રમઝાન શરીફના મહીનામાં યતીમ મીસકીન અને ગરીબોને ખાવાનું ખવડાવવું તેમ સદકો, ખેરાત, જકાત, આપવાથી ઘણોજ સવાબ થાય છે. માટે મુસલમાન ભાઇઓની ફરજ છે કે આ મુબારક મહીનાની ઇઝત કરે અને રોઝાની મઝહબી ફરજને અદા કરવામાં તન મનથી કોશીશ કરે અને એમ કરવાની ખુદા પાક હિદાયત આપે.

# સદકો અને ખેરાત

સદકો, અને ખેરાત આપવામાં તેના હકદારોને આપવાનો અગર જાએજ કામોમાં ખરચ કરવાનો વિચાર રાખવો જરૂરી છે શહેરના કબરસ્તાનો ઘણીજ ખરાબ હાલતમાં છે કબરોની ઘણીજ બેહુરમતી થતી જોવામાં આવે છે. ઘણા ખરા કબરસ્તાનોની જમીનો તો કબરોના નિશાન મટાડીને પણ વેચી નાખવામાં આવેલ છે માટે સઘળા મુસલમાનોની ફરજ છે કે ખેરાત અને સદકાની રકમો કબરસ્તાનોની ચાર દીવારી બનાવવામાં અને તેના કંપાઉન્ડ બનાવવામાં ખરચ કરીને સવાબેદારેન મેળવે.

લી. ખાદીમે ઇસ્લામ
હાફેઝ શરીફ હુસેન



Printed by Shaikh Abdus Salam Udharam at the Al wahid Press
McLeod Road, Karachi.
and Published by Hafiz Sharif Husein Napier Road, Karachi.